મોન્ટીસોરી સાહિત્ય પ્રકાશનમાળા પુ૦ ૧

# આપનારાઓને

લેખક :

ગિજુભાઈ



દક્ષિણામૂર્તિ બાલમંદિર

ભાવનગર

# પાઠ આપનારાઓને

લેખક:
ગિજુભાઈ

પ્રકાશક:
ગિજુભાઈ અને તારાબેન
મંત્રીઓ – મોન્ટીસોરી સંઘ
દક્ષિણામૂર્તિ બાલમંદિર, ભાવનગર

# પાઠ આપનારાઓને

મોન્ટીસોરી પદ્ધતિમાં પાઠ આપવાનું કામ મહત્ત્વનું છે. જો શિક્ષકને પાઠ આપતાં બરાબર આવડે તો જ પદ્ધતિ સફળ થાય. સાહિત્યો અને બાળકો વચ્ચેનો સંબંધ જોડવાનું કામ શિક્ષકનું છે. આ સંબંધ જોડવાની ક્રિયા તેનું નામ પાઠ આપવો. એકવાર સંબંધ જોડયા પછી તો શિક્ષકે દૂર જ રહેવાનું છે, અથવા તો બાળકો જ શિક્ષકનું વચ્ચે આવવું પસંદ કરશે નહિ. પણ પહેલાં સંબંધ બાંધી દેવાનું કામ જરૂરનું છે. આ કામ મુશ્કેલ છે ને નાજુક છે; શિક્ષકે આ કામ બરાબર હાથ કરી લેવું જોઈએ.

દરેકે દરેક સાધન અમુક ચોક્કસ રીતે વપરાય તો જ તે સાધન પાછળ રહેલ શિક્ષણ વિષયક હેતુ સફળ થાય. બાળકો આંખ કેળવવાનું સાધન ઘર ઘર કરવામાં કે બીજી રમતમાં વાપરે તો સાધનનો દુરુપયોગ

થયો કહેવાય. આવા દુરુપયોગની આ પદ્ધતિમાં અટકાયત કરવાની છે. બાળકને પોતાની મેળાએ ખબર ન જ પડે કે કયું સાધન કેવી રીતે વાપરવું. સાધનો પોતાની મેળાએ વાપરતાં સાધનનો દુરુપયોગ થતો જોવામાં આવે છે, માટે સાધનનો ઉપયોગ તેને બતાવવો જોઇએ, આમ સાધનનો ઉપયોગ બતાવવાની જરૂર છે. સાધનનો ઉપયોગ બતાવવાની રીતને આપણે પાઠ આપવાને નામે ઓળખીએ છીએ.

પાઠ આપનારે પૂર્વે તૈયારી કરવી જોઇએ. આ તૈયારી બે પ્રકારની છે. એક જ્ઞાનની અને બીજી આવડતની. મિનારો કેમ વાપરવો તે બાળકને બતાવવું હોય તો પાઠ આપનારે ઇંદ્રિયની કેળવણીમાં મિનારાનું શું સ્થાન છે, કઈ જગ્યાએ અને કયે ક્રમે સ્થાન છે, મિનારો કેવો જોઇએ, તેની સાથેનાં સાધનો ક્યાં જોઇએ (જેમકે લીલી જાજમ કે લીલું આસન), તે કેવી રીતે ધરવો, તેની કેટલી કેટલી રમતો થઈ શકે છે, સહેલેથી અઘરા સુધીનો ક્રમ કયો છે વગેરે જાણવું જોઇએ, એટલું જ નહિ પણ તે વાત તેનાં મનમાં રમી રહેલી હોવી જોઇએ કે જેથી પાઠ આપતી વખતે કંઈ ભૂલી જવાપણું રહે નહિ.

ઘણીવાર પાઠ આપનાર પાઠના એક પગથિયાને બદલે બીજું લઈ લે છે ને ગોટાળો કરે છે. દાખલા તરીકે અક્ષર શીખવતાં સેગુઇનનું બીજું પગલું લેવાને

બદલે તે એકાએક ત્રીજું પગલું લે છે ને પછી ભૂલ થતાં બાળકની મુંઝવણ વધે છે, ને પાઠ સફળ થતો નથી. રંગની તખતી ધરવાની બાબતમાં ક્રમનો ખ્યાલ નહિ હોવાથી ગમે તે ક્રમ ઉપાડે છે અથવા ગમે તેટલી સંખ્યા ઉપાડે છે ને પછી મુંઝાય છે. અથવા તો સ્પર્શની ઈંદ્રિયની કેળવણીમાં પ્રથમ કસરતે જ કપડાંના કટકા આપે છે અથવા તો વજનની તખ્તીઓની બાબતમાં એક સાથે બધી પેટીઓ આપે છે. ટુંકમાં દરેકે દરેક સાધનની વિષયક કિંમતથી, તેને ધરવાના ક્રમથી અને તેવી રીતના ક્રમના હેતુથી પાઠ આપનારે વાકેફ રહેવું જોઈએ.

સાધનો ધરવાની બાબતમાં જે ક્રમ ગોઠવવામાં આવ્યો છે તે યોગ્ય છે. તેમાં બાલમનને અનુકૂળ એવી રચના છે. સાધનો વાપરતાં બાળકને ધીરે ધીરે અને યથાસમય આખી વસ્તુનો ખ્યાલ આવે છે. દાખલા તરીકે પ્રથમ જાડા અવાજના જોડકા કરવાનું બાળક પાસે આવે, પછી જરા ઝીણા અને પછી સૌથી ઝીણા અવાજોનું કામ કરવાનું મળે તો બાળક પ્રથમ જાડો અવાજ શીખ્યું હોવાથી મધ્યમ અવાજને એક તરફથી અવાજ સાથે સરખાવશે, ને બીજી તરફથી ઝીણા અવાજ સાથે સરખાવશે, ને જાડા, મધ્યમ ને ઝીણા એ ત્રણે અવાજનો ક્રમ શીખશે ને ત્રણે અવાજને રસિકતાથી જાણશે. આને

બદલે તેને ગમે તેમ પેટીઓ આપીશું તો તેને જાડા અવાજનાં જોડકડાં કરવાની તાલીમ નથી મળી તેથી ઝીણામાં નહિ જઇ શકે; તેની ખૂબી સમજી નહિ શકે ને તુલનાક્રમ વગેરે બાબત તો થશે જ નહિ ને વિકાસક ખોરાકને બદલે ડાબળીઓ મેળામાં મળતા ઘુઘરા જેવી લાગશે.

બાળકો પાસે માત્ર સાધનો મૂકવાં તેનું નામ ધરવાં નહિ. ધરવાનો ક્રમ અને વિધિ બન્ને બરાબર થવાં જોઇએ; જો એમ ન થાય તો બાળકો સાધનોથી રમતાં દેખાશે, એકાગ્રતાનો પ્રકાર પણ થોડો ઘણો દેખાશે, આ શું છે ને એમાંથી શું થાય છે તેટલા પૂરતો રસ પણ ભાસશે, પરંતુ એ જ સાધનોમાં જે વિકાસક શક્તિ છે તેનો ધરવાની ક્રિયાથી સ્પર્શ નહિ થયો હોય તો બાળક સાધન થોડીવાર પછી મૂકી દેશે અથવા સાધન વાપરતાં જ એક પ્રકારની અસ્થિરતા ને બેદરકારી બતાવશે. સાધનનો દુરુપયોગ ઘણીવાર આવે જ વખતે થાય છે. જો શિક્ષક ક્રમ અને ઉપયોગ જાણતો હોય તો જ તે ઉપાય કરી શકે; નહિતર તે ગભરાશે ને કાં તો છોકરાઓ સાધનનો દુરુપયોગ કરે છે માટે શું કરવું એમ પૂછશે અથવા એમ માની લેશે કે બધું સરસ ચાલે છે ને લાંબે વખતે આશ્ચર્યચકિત થઇ જાણશે કે આ બાળકને ૯૭ ત્રીજા નંબરના દટ્ટાએ નથી સમજાણા ! કે તેણે લાંબી સીડી તો કદિ

લીધી જ નથી. જો સાધનોનો ક્રમ અને સાધન ધરવામાં આવતાં પગલાં જો મોઢે ન રહે તો લખીને ચોડવાં એ સારૂં છે.

જેમ આ બાબતમાં શિક્ષકને પાકા જ્ઞાનની જરૂર છે તેમ જ તેનામાં સાધનો ધરવાની આવડત પણ હોવી જોઇએ. શિક્ષક જ જો સાધનોને ખખડાટ કરીને લાવે, ધડધડ કરીને મિનારો બનાવે, ફટફટ ખખડાટ કરીને બટન ફ્રેમો ઉપર પાઠ આપે, તો બાળકો પણ તેવું જ જોવાનાં ને તેમ જ કરવાનાં. પરિણામે બાળકો સાધનો વાપરશે ખરાં પણ અણઘડ જેમ. બાળકો પાસે જતાં પહેલાં શિક્ષકે સફાઈ કેળવી લેવાની છે. પ્રત્યેક સાધન પરત્વે ક્યાં ક્યાં કેવી જાતની સફાઈની જરૂર છે તે જાતે જ વાપરીને જાણી લેવું. સાધન બરાબર છે કે નહિ તે પણ આવી સફાઇ કેળવતી વખતે જ માલમ પડશે.

આ રીતે તૈયાર થયેલ શિક્ષકે પાઠ આપવાની પૂર્વ તૈયારી કરવાની છે. કઈ બાબતમાં પાઠ આપવાનો છે તે તેણે અગાઉથી જ મન સાથે નક્કી કરી લેવાનું છે. તે માટે ક્યાં ક્યાં સાધનો જોઇશે તેની યાદી કરી અથવા તે ધ્યાનમાં રાખી પાઠ આપતા પહેલાં તેણે પાઠ આપવાની જગ્યાએ હાજર રાખવાં. દાખલા તરીકે, તેને બાળક સમક્ષ ચલમૂળાક્ષરોથી બારાખડીના શિક્ષણમાં પાઠ આપવાનો છે તો તેની પેટી હાથવગી

જોઇએ, તેમાં જોઈતા અક્ષરો સારા મજાના પોતપોતાના ખાનામાં પડેલા હોવા જોઈએ, તેમ જ તૂટી ગયેલા કે મેલા અક્ષરો કાઢી નાખવા જોઇએ. બાળકને પાઠ આપવા બેસીએ કે બાળક સાથે કામ કરવા બેસીએ તે વખતે કાં તો પેટી હાથ જ ન આવે, કાં તો લેતાં જ ભાંગેલી તૂટલી હોવાથી પડીને વેરાઈ જાય, કાં તો અક્ષરો એક ખાનામાંથી બીજા ખાનામાં ભળી ગયેલ હોવાથી હાથ ન આવે ને જ્યાં ત્યાં કચરો જોવામાં આવે ને તે બધું સાફ કરવા બેસે, તો અવ્યવસ્થા સાથે વખત ઘણો જાય, ને એટલામાં તો બાળક કંટાળીને ચાલ્યું પણ જાય. આ માટે હરેક સાધન હાથવગું, સ્વચ્છ ને વાપરવા માટે હરહમેશ તૈયાર જોઇએ.

આ વાત દેખાય છે સાદી પણ છે મહત્ત્વની. સાધનો લાવીને તૈયાર થઈએ છીએ ત્યાં તો બાળકને કેટલીએક વાર કંઈ ને કંઇ આકર્ષે છે, ને તે ચાલતું થાય છે. પછી આપણે મોં વકાસી બેસીએ છીએ અથવા તો બાળકને પાછું લાવવા નિષ્ફળ ને હાસ્યાસ્પદ પ્રયત્ન કરીએ છીએ. શરૂઆતમાં બાળકની સ્વયંસ્ફૂર્તિ ઘણીવાર ટૂંકા વખતની હોય છે. આસપાસનાં સંજોગો તેને ઝટ દઇને અનભિમુખ કરી શકે છે. પણ બાળક જેમ જેમ આગળ વધે છે તેમ તેમ તેને જે જોઈતું હતું તે જ મળ્યું છે, એવી ખાત્રી થતાં બહારનું જગત તેને

આકર્ષી શકતું નથી, કે તે એકાએક અનભિમુખ થઈ જતું નથી અગર તો જો તે કદાચ વચ્ચે વચ્ચે બીજાં ત્રીજાં કામો કરી લે છે છતાં તેનો મુખ્ય કાર્યતંતુ તો અતૂટ જ રહે છે. તેની સ્ફૂર્તિ તો એકધારી જ ચાલે છે, પણ શરૂઆતમાં આથી જુદું છે, માટે જ શરૂઆતમાં વધારે સાવધાનતા જાળવવાની છે.

બધી પૂર્વ તૈયારી થયા પછી પાઠ આપવા બેસવાનું છે. બાળક અભિમુખ હશે તો જ પાઠ ઝીલશે. અભિમુખતા અંદરની ભૂખ રૂપે આવવી જોઈએ. જો બાળક સાધન માગે પરંતુ આપીએ ત્યારે છોડી દે, લઈને કર્યું ન કર્યું એમ કામ કરે, કામ કરે તો હજારો વિક્ષેપોને સહજ આધીન થાય અથવા તો સાધનને બદલે આપણા તરફ જુએ ત્યારે સમજવું કે બાળક અભિમુખ નથી. તે વખતે બાળકને જતું કરવું.

અભિમુખ બાળકને પણ વાતાવરણની અસર થાય છે માટે પાઠ આપતી વખતે સામાન્ય રીતે આખું વાતાવરણ અવિક્ષેપક, શાન્ત અને પ્રેરક રહેવું જોઈએ.

બાળક અભિમુખ હોય છતાં જો તેને બરાબર સમજવામાં, સમજીને તેને જોઈતી વસ્તુથી તૃપ્ત કરવામાં અને તૃપ્ત કરવાની રીતિમાં જોઈતી નાજુકતા, સન્માન, વિશ્વાસ વગેરે રાખવામાં ન આવે તો બાળક તે જ દિવસથી અનભિમુખ થશે. અભિમુખતા આવી છે માટે

આલો ઝટ ઝટ બધું કરી નાખીએ કે બતાવી દઈએ એ લોભમાં કદિ ન પડવું. અભિમુખતાને ઓળખીને તેની સાથે ખૂબ કોમળતાથી કામ લેવું.

ખરી રીતે બાળક અંતરથી કંઈક માગે છે ત્યારે જ અભિમુખતાની સ્થિતિમાં આવે છે, છતાં એની સ્પષ્ટ અસ્પષ્ટ અર્ધ બિડાએલી અભિમુખતાને ઉઘાડી કરી સ્થિર કરવાનું તો રહે જ છે. આનો કોઈ રાજમાર્ગ ન બતાવી શકાય. એમાં તો કોઠાનું ડહાપણ કે હૈયાઉકલત જોઈએ.

ઘણાં બાળકો અંદરથી અભિમુખ હોય છે છતાં બહારથી દેખાતાં નથી. તેમ જ કેટલાંએક બાળકો ખોટાં અભિમુખ હોય છે. તેઓ બહિર કારણોથી અભિમુખ દેખાય છે, પણ તેને અંદરની ભૂખ હોતી નથી. આવાં બાળકોને ઓળખવામાં તેમનો પરિચય ને આપણી અંતઃસ્ફૂર્ણા ખૂબ મદદ કરે છે.

બાળક અભિમુખ હોય ત્યારે તેને પાઠ આપવો. પાઠમાં સેગૂઈનનાં ત્રણ પદો વાપરવાનાં છે. આ પદો અત્યન્ત સ્વાભાવિક છે. એમને યથાવિધિ અનુસરવામાં આવે તો પાઠ સફળ થાય છે.

પહેલું પદઃ વસ્તુને બાળક પાસે ધરવી. તેનો પરિચય કરાવવો અને તેનું નામ આપવું. દાખલા

તરીકે અક્ષરોનો પાઠ આપવો છે. બે અક્ષરો લઈ બાળકો પાસે રજુ કરવા. પછી એમાંથી એક ધરવો –આગળ લાવવો–પછી સ્પર્શ ને આંખથી તેનું જ્ઞાન કરાવવાનું હોવાથી સ્પર્શ અને આંખના સંબંધમાં તે મૂકવો ને જ્યારે બાળક આંગળીથી અક્ષર ઘુંટે ત્યારે તેનું નામ આપવું. ધરવું, ઘુંટાવવું, નામ આપવું એ ત્રણે ક્રિયાઓને જુદી પાડવી જોઈએ. વળી એ ત્રણેમાં જે નાની નાની વિગતો હોય તેને પણ એક એકને મોટી સમજવી જોઈએ ને મોટી ગણીને રજુ કરવી જોઇએ.

અક્ષર કેવી રીતે પકડવો એ એક વાત છે. આંગળાં ક્યાં વાપરવાં અને બાકીનાને કેવી રીતે પાછળ રાખવાં તે બીજી વાત છે, નાજુકાઇથી આંગળી ફેરવવી જોઇએ એ ત્રીજી વાત છે એમ અક્ષર ઉપર આંગળી ફેરવાવીને નામ બોલાવવું એમાં ઘણી નાની નાની વિગતો સમાયેલી છે. આ બધી વિગતોને એક એક સ્વતંત્ર વસ્તુ સમજી શિક્ષકે ચીપી ચીપીને બાળકને કરી બતાવવી જોઈએ.

આ વિચાર બધાંય સાધનોને લાગુ પડે છે. ઘણીવાર એવું પણ બને છે કે શિક્ષક બધું ક્રમે ક્રમે બતાવે છે પણ ઘણી જ ઉતાવળથી. બાળકની ગ્રહણ-ધારણ કરવાની શક્તિની ઝડપ હજી ધીમી હોય છે;

તેથી તેની આગળ કોઇ પણ સાધનની વપરાશની ક્રિયા કે અન્તરગત ક્રિયા કરીએ ત્યારે તે ખૂબ ધીમે ધીમે કરવી, તો જ બાળકનું તે તરફ ધ્યાન ખેંચાશે. જેટલું બાળકને સફાઇથી અને ચોકસાઇથી ને વિગત-પુરઃસર બતાવીશું તેટલું જ તે તે પ્રમાણે જ બરાબર કરશે. જ્યાં લપડ છપડ બતાવીશું ત્યાં તે તેમ જ કરશે ને નાજુકાઇથી બતાવીશું ત્યાં તે નાજુકાઇથી કરશે. કેમ કરવું તે બતાવ્યા પછી બાળકને તે કામ કરવા છૂટું મૂકવું. જો બાળક અભિમુખ રહ્યું હશે ને પાઠનો મર્મ સમજી ગયું હશે તો બરાબર કામે લાગશે. જો પહેલા પદમાં બાળક કામે લાગી જાય તો બીજું પદ આપવાની ઉતાવળ ન કરવી. જ્યાં સુધી તે તેમાં રોકાય ત્યાં સુધી પાસે બેઠા બેઠા જોયા કરવું અને કાંઈ ખાસ બાબત નોંધવા જેવી હોય તો નોંધવી. આ વખત બાળકની એકાગ્રતાના પ્રકારો જોવાશે, પુનરાવર્તનો ગણાશે. બહિર આકર્ષણો કેટલા પ્રમાણમાં સ્પર્શે છે, નથી સ્પર્શતાં, તે જોવાશે ને બાળકનું મન કેવા વ્યાપારો કરે છે તે પણ ઊંડા ઉતરનારને દેખાશે.

બાળક પ્રથમ પગલાનું કામ છોડી દે કે ખૂબ થાકેલું લાગે કે તરત જ તેને બીજા પદનું કામ આપવું.

બીજા પદમાં વધારે કાળજી રાખવી. જ્યારે બાળક 'આ લાવો' 'તે લાવો' એમ કહેતાં લાવવા માંડે છે ત્યારે જો તેમાં ભૂલ પડે છે તો શિક્ષક ઘણીવાર નકામું અને નુકસાનકારક કે નિરુત્સાહક બોલે છે. જેમકે 'બરાબર તપાસીને લાવો' 'જુઓ છો ખરા કે સાચું લાવ્યા છો?' 'હું મગાવું છું તે લાવો' 'ધ્યાન આપીને સાંભળો એટલે બરાબર આવશે' આમ કહેવાથી કાંઈ ફાયદો નથી. બાળકને બરાબર પરિચય થયેલો ન હોવાથી તેની ભૂલ પડે છે. ભૂલને ભૂલ કહેવાથી શું વળે? તે માટે પાઠ ત્યાં જ બંધ કરી 'બીજે દિવસે વાત' એમ કહી બાળકને જતું કરવું. ઘણા શિક્ષક ભૂલી જાય છે કે આ તો પાંચ મિનિટનો પાઠ કહેવાય. ન આવડયું એટલે ફરી ફરીને પૂછવાથી કદિ આવડે નહિ. આથી તો અવિશ્વાસ વધશે, કંટાળો આવતાં બીજે દિવસે બાળક પાસે જ નહિ આવે. આ પાઠોને પાંચ મિનિટના પાઠો કહેવામાં આવે છે, તેનો અર્થ એ છે કે ભલે બાળકો પોતાની મેળે તે ઉપર ગમે તેટલો વખત ગાળે, પણ આપણે તો તેનો ઓછામાં ઓછો વખત રોકી દિશા બતાવવાની છે. કે હ લાવો એ કામ બાળક કંટાળે ત્યાં સુધી કરાવવાથી બાળક છેવટે આવડેલું ભૂલી જાય છે. શિક્ષક ચીકણો થઇ 'શિક્ષક' બની અક્ષરો મગાવ્યા કરે છે ત્યારે બાળકને થાય છે કે શીખવા

ક્યાં આવ્યા. તેને લાગે છે કે પોતે bore થાય છે. પણ તે દિવસે તો તે સહન કરી લે છે. બીજે દિવસે કામ લેવાની ચોખ્ખી ના પાડે છે. આનું કારણ એ છે કે આપણે તેની પાછળ વધારે વખત લાગ્યા રહીએ છીએ. થોડા જ વખતમાં ત્રણે પદો ખતમ કરી બાળકને પુનરાવર્તન કરવા મૂકવું. પછી કેટલું કરવું, કેટલું ન કરવું તે તેની તે વખતની જરૂરિયાત ઉપર રહેશે.

બીજા પદમાંથી યોગ્ય રીતે પસાર થયેલ બાળક ત્રીજું પદ સ્હેજે લેશે; પણ જો તે ન લે તો બીજે દિવસે બીજું પદ ઉપાડવું. બાળકને નથી આવડતું એવું તો તેને કદિ જણાવા ન જ દેવું. એમ કરવાથી તેનામાં અશ્રદ્ધા આવે છે. નાજુક લાગણીવાળાં બાળકો પાછાં પડી જાય છે. આવડે તો કંઈ પણ બોલ્યા વિના જરા હસીને ‘ હવે કાલે ’ એટલું કહેવું ઠીક છે.

બાળકો બીજા ને ત્રીજા પદ વખતે રમત રમતાં દેખાય છે. એક પગે ચાલીને અક્ષર લાવે છે. કૂદતાં કૂદતાં જાય છે. મૂકી આવવાની જૂદી જૂદી જગ્યાઓ ગોતે છે. તેની સામે વાંધો લેવો નહિ. એ બધું તો ઘણીવાર સ્વયંસ્ફૂર્તિની કસોટી રૂપે અને પુરાવા રૂપ છે. એવી બાબતોમાં નિયમો કરવા મંડી ન પડવું.

બાળક વચ્ચે વચ્ચે પાણી પેશાબ કરવા જાય તો ગભરાવું નહિ. જો તે ખરેખર કામ કરતું હશે તો તે ઘણો વખત રખડીને પણ અનુસંધાન લેશે જ.

આ બધી બાબતો ધ્યાનમાં રાખી શિક્ષકે કામ કરવું.

---